સરદાર બહાદુર સરનાઈટ શ્રીમાન્

શેઠ ચીનુભાઇ માધવલાલનાં

ચીરંજીવી બહેન મનોરમાનો

# વિવાહવિનોદ.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

કવિ શીવલાલ ખુશાલભાઇ બ્રહ્મભટ.

ઠે. અમદાવાદ—ગોમતીપુર.

અમદાવાદ.

ખાડીઆમાં હિતેચ્છુ પ્રેસમાં પોતાના મકાનમાં

હરિપ્રસાદ પિતાંબરદાસ મહેતાએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦.

કીમત રૂ. ૦—૧—૦



# અર્પણપત્રિકા.

## સર્વમાન્ય સરદાર સરનાઇટ શ્રીમાન શેઠ ચીનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ. સાહેબ બાહાદુર.

### દોહરા.

વડીલો કરતાં વિશ્વમાં, વડી વર્યાજ વડાઇ;
જેથી જન સમુદાયનું, હૈયું જાય હુલાઈ. ૧
ચીનુંભાઇ ચિંતામણી, મશહુર માતબર ગુડ;
ઇલ્કાબો ઊંચા વર્યા, નવીન નાઇટહુડ. ૨
મશહુર કીધો મોકળો, બેશજ માધવબાગ;
રમ્ય જગા રૂડી રચી, તરૂવરનો નહિ તાગ. ૩
ઉઘાડવા તે આવિયા, ગવરનરજ ગુણવાન;
માનવતા મડમ સહિત, સાહેબ સર સુજાન. ૪
પ્રતિમા પ્રેસીડેન્ટની, પુરી કરી પ્રસિદ્ધ;
સ્તુતિદાયક સર્વથી, કામો સારાં કીધ. ૫
અનેક ગુણોથિ આપને, આ ગ્રંથ અર્પણ થાય;
જસ્વીનો આ જક્તમાં, મેરૂ સમો મહિમાય. ૬
સવિનયથી સમરપીયો, કરશો શેઠ સ્વિકાર;
અચળ રહો આલમ વિશે, દેવાંશી દાતાર. ૭





# રાગ ધોળ.

"સ્વસ્તિ શ્રી અવધપુર ઉત્તમ ગામરે" રાગ તુલસીદાસના જરખ વિવાહનો.

સ્વસ્તિ શ્રી અમદાવાદ ઉત્તમ શહેરરે, અષ્ટમહાસીધી નવેનીધી ઘેરોઘેરરે
ગુજરખંડે ગાજતું મોટું ગંભીરરે, સુસોભીતું સુંદર સાભર તીરરે. સા. ૧
વશે મોટા શેઠોને શાહુકારરે, નાગર ક્ષત્રી ઉજળા અમલદારરે. સ્વ. ૨
મસહુર જેમાં મોટો માણેકચોકરે, હરેક માલનાં હાટો માંડે છે લોકરે.
બારબજારો પોળ પાડાઓને શેરીરે, આધે વસ્તી હરેક દેશની ઘણેરીરે;
ખાડીયા મધ્યે દીપતી દેશાઇની પોળરે, સર્વ લોકો હમેશ કરે કલોલ.
સરદાર બહાદુર સરનાઇટ સુજાનરે, શેઠ ચીનુભાઇ મરતબાદારજ મહાનરે
પ્રતાપીની પુત્રીનો વિવાહ વરણાયરે, લાયક જાણી લક્ષ વસા તે લખાયરે
જેમાં મનોહર મંગળ લીલા હતી સારીરે, અવાસ જાણ્યે ઈંદ્રપુરીજ ઉતારીરે.
ચોકમધ્યે કેસર કુમકુમ ચારૂરે, વિવાહ વિનોદે પરમ લાગે તે પ્યારૂરે. સ્વ.
વિવાહ માંડયો અધિક આણી ઉછરંગરે, પરીમલ જાણ્યે લાવ્યો આ પ્રસંગરે.
પતની તેમનાં સુલોચનાબા સારાંરે, ચતુરને વિવેકી ચપળાઓમાં ચોધારાંરે
સૌભાગ્યવંતાં સદા રહો સુખદાઇરે, વિવેક દ્વારે જેમની શોભે વડાઈરે. સ્વ.
મોટાં કહાવે માનુનીઓમાં મ...યકારીરે, ન્યાત જાતમાં ભલાં ગણાયજભારીરે
વડા વભો વિવેક સાથે ચલાવીરે, દુનિયાં માંહે દાનાઈ બહુ દર્શાવીરે.
ગીરજાપ્રસાદ કુમાર કુળનો દીવોરે, જગદંબાની કૃપાએ જુગ જુગ જીવોરે.

॥ श्री गणेशाय नमः ॥



# સરદાર બહાદુર સર નાઇટ શ્રીમાન શેઠ ચીનુભાઈ માધવલાલનાં ચીરંજીવી બહેન મનોરમાનો

# વિવાહવિનોદ.

## મંગળાચરણ.

### રાગ કલ્યાણ.

શ્રી ગણપતી, તું આપ શુભ મતી;
વર્ણન વદાય વિવાહતણું, શ્રી માતા સરસ્વતી. ટેક. શ્રી.
વિઘન ટાળ્યાં વડાં વડાં, તે વિદ્વજન તણું;
રચાય તારી કૃપાએ શુદ્ધ પુસ્તકો ઘણાં. શ્રી ગણપતી. ૧

જળ થળ સર્વ માંહી, તેં કર્યો નિવાસ;
સૂર્ય ચંદ્ર તારા માંહી, તારો છે પ્રકાશ. શ્રી ગણુપતી. ૨
ત્રણુ લોકનેજ માત, તારો છે આધાર;
તુજ કૃપા વિના વિમળ ના હોયે ઉચ્ચાર. શ્રી ગણુપતી.
શીવ શીશ ગંગ ધારા તું થઇ વહી;
વહાર કરી વાસુદેવને, ત્યાં વિજળી થઇ. શ્રીગણુપતી. ૪
શુદ્ધબુદ્ધિના પતી, કેરૂં સ્મરણુ કરી;
મનોરમાના વિવાહકેરી, સુવાણી ઉચરી. શ્રી ગણુપતી. ૫
સિંદુર અંગે શોભીતું, કર્ણુ પુષ્પોની માળા;
સાહ્ય કરો સર્વનીજ, દેવ સુંઢાળા. શ્રી ગણુપતી. ૬
તુંજ કૃપાએ કરી સહુ, પામે નવનીધ;
અવલ કરૂં સુયાચના, સુદેવતા પ્રસિદ્ધ. શ્રી ગણુપતી. ૭
સફળ કરો વિવાહતણુાંજ, સર્વ કાજને;
અચળ રાખો એ પ્રભુ, સકળ સમાજને. શ્રી ગણુપતી. ૮
વડેરાં આ વિવાહતણાં, વિઘન વિડારજો;
સરદાર બહાદુરનાં, સર્વ કામ સુધારજો. શ્રી ગણુપતી. ૯

દોહરો—ઉચિત જાણી આળેખ્યું, વિવાહનું વાખ્યાન;
બહેન મનોરમા તણું, નાગર નવલ સુજાન. ૧

## મંડપ શોભા. રાગ સીમંતનીનો.

"સીમંતનીરે, ચંદ્રાંગદની દીકરી." એ ઢાળ.

મંડપ મોટોરે, સરનાઇટે સારો રચ્યો;
મંગળ ગાવારે, માંનુનીનો મેળો મચ્યો. ટેક. મંડપ. ૧

ચોક મધ્યેરે, ચંદન ચારૂ શોભતાં;
કુમકુમ કેસરરે, સુગંધદાર સુ ઓપતાં. મંડપ. ૨
સ્ફાટીકનારે, થંભો રૂડા રાજતા;
કદળી કેરારે, છટાદાર ખુબ છાજતા. મંડપ. ૩
તરીયા તોરણોરે, તેજસ્વી ઝળકે ઘણાં;
અતિ ઓપતાંરે મણિ અને મુક્તા તણાં. મંડપ. ૪
આસોપાલવનાંરે, અદભુત સોભા આપતાં;
ભામનીઓનેરે, ભલેરાં મન તે ભાસતાં. મંડપ. ૫
ચોક મધ્યેરે, ચંદની ચળકે જરકસી;
ઇંદ્ર કેરારે, અવાસની સોભા અહીં વસી. મંડપ. ૬
દરવાજારે, મનોહર મેહેરાબોથી કર્યા;
રંગી હવેલીઓરે, છજે છટાદાર રંગો ભર્યા. મંડપ. ૭
નવીન નોબતોરે, ઘણાજ ઘોરથી ગાજતી;
સરણાઇયોરે, વડેરા સુરોથી વાજતી, મંડપ૦ ૮
વાજે વાજીંત્રોરે, વડે સૂરે વિધ વિધનાં;
શોભા દેતાંરે, સાહીતો સારાં રાજ રીદ્ધનાં. મંડપ૦ ૯
સભા મંડપરે, શોભતો સરદાર બહાદુરનો;
ખુબીદારજરે, અલબેલા હજુરનો. મંડપ૦ ૧૦
વડી શોભારે, વર્ણવતાં ન જાયે વદી;
ગાગર માંહેરે, સમાય ના નિશ્ચે નદી. મંડપ૦ ૧૧
યથેચ્છ બીનારે, લાયક જાણીને લખી;
અતિસ્યોક્તિરે, બાટાઇમાં નથી ભખી. મંડપ૦ ૧૨

રૂડી રીતીઓરે, ભલેરી ભાસે આ ગૃહસ્થની;
તુલ્યં મા આવેરે, અવર સદ્‌ગૃહસ્થ સમસ્તની. મંડપ૦ ૧૩
દીલાવરીરે, દાના શેઠની દીપતી;
તૃષાં તમામનીરે, તવંગર ગૃહસ્થથી છીપતી. મંડપ૦ ૧૪
ઉદાર શેઠજીરે, યાચકોનો વિરામ છે;
ઠરવા લાયકરે, થીર રહો તે ઠામ છે. મંડપ૦ ૧૫
રજવટ રીત્યોરે, ઉદાર એવી બીજે નથી;
ક્રોડ વસારે, કવિ કોવિદોએ કથી. મંડપ૦ ૧૮
સાકરલાલ સમારે, અધિકારીઓ હજુરના;
મીલ માસ્તરરે, સુજાન સરદાર બહાદુરના. મંડપ૦ ૧૯
ઓછા હોસેરે, એમના જેવા અનુભવી;
સત્ય વાણીરે, શિવલાલ બારોટ કહે કવી. મંડપ૦ ૨૦
ગીરજાપ્રસાદરે, કુશળ રહો કુમાર કેશરી;
સલામત રહોરે, સરદાર બહાદુર પરમેશ્વરી. મંડપ૦ ૨૧
બહેન મનોરમારે, મોટું આયુષ્ય પામજો;
સદૈવ સૈભાગ્યરે, સાવિત્રી ઉમાસમ જામજો, મંડપ૦ ૨૨
હરશીત હવાંરે, ઇંદુમતી ઉરે અતી;
વડા વિવાહથીરે, આનંદ પામ્યાં સુમતી. મંડપ૦ ૨૩
મોટુ આયુષ્યરે, મધુસુદનલાલનું હજો;
વપુ કેરીરે, વેદનાઓ સર્વે જજો. મંડપ૦ ૨૪
વડુ આયુશરે, વિભૂ થાઓ આ વર તણું;
નૃસિંહસવરે, માન પામો મહિમાં ઘણું. મંડપ૦ ૨૫

# સોરઠ. વરઘોડા વિષે.

"કારતકે કાં ચેત્યો નહી, ઘડી લાખેણી જાય;
વળતી વિચારીશ જીવડા, પછી કાં પસ્તાય." એ રાગ.

રતનાના મહીનાનો.

વરઘોડો વરરાયનો, ચઢયો દબદબાદાર;
સાજન મોટું સદ્‌ગૃહસ્થોનું, વડો જેનો વિસ્તાર. વરઘોડો—ટેક.
નોબત નગારાં ગાજતાં, ઢમકે વાજતાં ઢોલ;
દરવાજાથી બહુ દીપતી, હાની દેસાઈની પોલ. વરઘોડો૦ ૨
વાજે વાજીંત્રો વિધવિધનાં, સંગીત પ્રમાણે સૂર;
સહુને ગાયનો સાંભળી, આનંદ ઉપજે ઉર. વરઘોડો૦ ૩
દુંદભી વાજાં વાજતાં, સરણાઇનો સોર;
બેંડો ફેરો બહુ કરી, ઘણો શોભતો ઘોર. વરઘોડો૦ ૪
સ્વારો આગળ શોભતા, નૌતમ ફરૂકે નીશાન;
ઘોડાપર ડંકો ગાજતો, કુદતા હીંડે કેકાણ. વરઘોડો૦ ૫
સુખપાલો સારી શોભતી, તરેહવાર તાવદાન;
હણહણાટ હયો કરે, મહા મોટા મસ્તાન. વરઘોડો૦ ૬
વાહનો વિધવિધનાં, બગીયો બે સુમાર;
બીરાજ્યા જેમાં બાળકો, ધરી હર્ષ અપાર. વરઘોડો૦ ૭
સાબેલા સુંદર શોભતા, દીપતા બહુ દરેસ;
વસ્ત્રાભૂષણો વડાં, અધિક જેમનો ઉજેસ. વરઘોડો૦ ૮
બાળાઓ બહુ શોભતી, છુટા જેમના કેશ;
શીશફુલો શિરે સારીયાં, ઉપર જુએ અમરેશ. વરઘોડો૦ ૯

શોભા દેતા શીશુઓ, અશ્વે હુવા સ્વાર;
દુપટા શીરે દીપતા, ટોપીઓ તરેહદાર. વરઘોડો૦ ૧૦
મહિલાઓ મહા મોદશું, ગાતી ગીતો રસાળ;
મધુરે સ્વરે શોભતાં, કુમકુમ ચરચી કપાળ. વરઘોડો૦ ૧૧
રામણ દીવો લઇ હાથમાં, લાયક લાડકોર બેન;
રામાઓમાં રૂડાં દીસતાં, અમુલ્ય સ્વભાવનાં એન. વરઘોડો૦ ૧૨
સાજન શેઠો સદ્‌ગૃહસ્થોનું, શોભા દેતું અપાર;
પ્રેમ સહિત પધારીયા, ઉજળા અમલદાર. વરઘોડો૦ ૧૩
સુજ્ઞ સાહેબો પારસી, હીંદુ ઈસ્લામ અમીર;
નવલ નાગર સાઠોદરા, ધીમંતો મહા ધીર. વરઘોડો૦ ૧૪
મહાશય મીલોના શેઠીઆ, પધાર્યા પુણ્યવાન;
આંદ્યે ગૃહસ્થો આવીયા, વિર પુરૂષો વિદ્વાન. વરઘોડો૦ ૧૫
દબાદાર સાજન દીપતું, સરકારી સમાજ;
પ્રેમ સહિત પધારીઓ, કુશળ કામને કામજ. વરઘોડો૦ ૧૬
શેઠ ચીનુભાઇએ સર્વને, સારૂં દીધું સનમાન;
મધુરે સ્વરે મોદ સુ, જપ્યા મીઠી જુબાન. વરઘોડો૦ ૧૭
કલગી હારો કુસુમના, સારા સુગંધદાર;
અર્પાયા બહુ હેતથી, સાજન મોઝાર. વરઘોડો૦ ૧૮
અત્તરો અપાયાં હેતસુ, સહુને શ્રીફળો પાન;
લવીંગ સોપારી એલચી, ગૃહસ્થો હુવા ગુલતાન. વરઘોડો૦ ૧૯
સાહ્યબી જોઇ સરદાર શેઠની, મઘવા પતી મન;
લજવાયો આલેખીને, ધીમંત શેઠને ધન્ય. વરઘોડો૦ ૨૦

સ્પુત સુંદરલાલના, વિવેકી વ્રજરાય;
વેવાઈ વડા ઉમંગથી મનમાંહે મલકાય. વરઘોડો૦ ૨૧
વરરાયની શોભા વડી, સરવ સાજન જોઈ;
આનંદ પામ્યા ઉરમાં, આવેલ હરકોઇ. વરઘોડો૦ ૨૨
દીર્ઘાયુશ રહો દીપતા, નુરદાર નૃસિંહરાય;
વ્રજરાયે વડો કર્યો, વરઘોડાનો જમાવ. વરઘોડો૦ ૨૩
શિવલાલ કહે સીર નામીને હાટકેશ્વર અંબાય;
દીર્ઘાયુશ દંપતી પામજો, વધો મોટો મહિમાય. વરઘોડો૦ ૨૪

## રાગ ધોળ. ચોરી વિશે

'કાયાનગરછે કારમુ, જીવ જાગીને જોને'. એ રાગ

ચીનુભાઈ શેઠે ચોરી રચી, મહા મંગળ કારી;
નગરને નીજ ન્યાતમાં, વીમળ કીરતિ વિસ્તારી ચી. ટેક ૧
ખર્ચે કર્યો ખૂબ ખંતથી, વડા વિવાહ પ્રસંગ;
જમણવારો ઝાઝા હવા, ઉરના ઉચ્છરંગે. ચી. ૧
સમસ્ત શહેરના શેઠીઆ, ચોરી સમે પધારી;
માધવ સુતને માંડવે, વડી શોભા વધારી. ચી. ૨
સદ્‌ગૃહસ્થ નાગર સાઠોદરા, સુભ સમયે આવી;
બહુ શોભા દીધી બાનુએ, પુરી પ્રિતી દરશાવી. ચી. ૩
મંગળ ગાય સહુ મોદથી, લલનાઓ લલકારી;
મંગળ વરતાય તે સમે, મીઠે સુરે ઉચારી. ચીનુ. ૪
કન્યાદાન દીધુ કોડથી, સમરથ આ શેઠે;
ખર્ચ કરી ખુબ ખંતથી, નાવે કોયનેઠે. ચીનુ. ૫

ચીનુભાઈ શેઠના ચીતમાં, અતી ઉમંગ વાધ્યો;
મનોરમાના વિવાહતણો, હાથે અવસર લાધ્યો. ચીનુ. ૬
નાહાની બા દાદીના દીલમાં, વિવાહ વડો ભાવ્યો;
વિવેક જેમનો વિશ્વમાં, ક્રોડ વરાજ કહાવ્યો. ચીનુ. ૭
સગા સહોદર સર્વને, હવો હર્ષ ભારી;
શ્રમ કર્યો સુપ્રસંગમાં, વિવેક વિચારી. ચીનુ. ૮
ગુણનીધ ગુણવંતરાયને, ખુબ ખુશાલી વાપી;
જેમણે નાગર ન્યાતમાં, થીર કીરતી થાંપી. ચીનુ. ૯
મામા લલુભાઈ ખુશાલરાયે, કન્યા પધરાવી;
મોસાળુ કીધુ મહા ભાવથી, વડો વિવેક લાવી. ચીનુ. ૧૦
હર્ષીત હિમતલાલ હવા, વિવાહના વિનોદે;
સીવલક્ષ્મી સુખ પામીયાં, મનોરમાના મોદે. ચીનુ. ૧૧
હૈયા બહાર ઉભરાય છે, મોટો પ્રેમ માતાનો;
છાતી બહાર છલકાય છે, પુણ્યસાળી પીતાનો. ચીનુ. ૧૨
વિગરે સગાં વિબુધનાં, હવાં આનંદકારી;
મનોરમાના વિવાહતણો, અવસર હુજવાય ભારી. ચીનુ. ૧૩
મનોરમાનું મહાદેવજી, અચળ સૌભાગ્ય રાખો;
કરો પુરી મન કામના, દૈવત દુનિયામાં દાખો. ચીનુ. ૧૪
વર્ણન વદતાં વિવાહ તણુ, ઘણા ગ્રંથો ભરાય;
સસ્ત્ર ફણાએ શેશથી, તેનો પાર નહી પમાય;
શિવલાલ શિર નામીને, માનવંતાં મહમાયા. ચીનુ. ૧૫
**અમોઘ આસીસ ઉચરે, કરસો છત્ર છાયા.**

3758



## ઘોળ.

મનોરમાનો તપો સુહાગ, મનાવું મહેશને મારારાજ મારૂ રાજ;
વૈભવ ભોગવો મહા ભાગ, આરાધુ ગણેશને. મહારારાજ. ટેક-૧
સૌભાગ્ય સાવીત્રી ઉમાના જેવું, અચળ રાખો હરીમહારાજ;
હાટકેશ્વર અંબા પુરો આશ, બરદાળી મા બહુચરી.. મહારારાજ.
બહુ આયુશ ભોગવો વરરાય, સફળ કરો કામના, મહારા રાજ;
વધો મેદનીમાં મહિમાય, નૃસિંહરાવની નામના. મહરાજ. ૩
લાડકોરબાનો અચળ ઉત્સાહ, સુંલોચનાબા તણો; મહારા.
--ચીનુભાઇએ મેળવી વાહવાહ, .આડંબર હવો ઘણો. મહા. ૪
વડા વ્રજરાયજી વેવાઇ, અચળ હરિ રાખજો; મહારારાજ
મનોરમા મેળવો ભલાઇ, દૈવત રૂડાં દાખજો. મહારારાજ. ૫
સફળ હો સર્વનાં કાજ, કહે સિવલાલ કવી. મહારારાજ;
સરદાર બહાદુર શિરતાજ, અચળ રહો અનુભવી. મહા. ૬
દીર્ઘાયુશ ગીરજાપ્રસાદ, છુ દુનિયા માંહે પામજો મહારારાજ;
અસ્વી શેઠ રહો આબાદ, જસ કીર્તિ જામજો. મહારારાજ. ૭

## ઘોળ. ચલામણી વિષે.

"આવત મોરી ગલીયનમેં, ગીરીધારી";-એ રાગ.

ચિનુભાઇએ ચલામણી કરી સારી, વડી જેમની વફાદારી;
વડીલો સમ વિશ્વની માંહે, વિમળ કીર્તિ વિસ્તારી. ટેક. ૧
વિબુધ વેવાઇ શ્રીવ્રજરાયજી, સદગુણી સદાચારી;
મહેરામણી પ્રારબ્ધી શેઠની, સહુપ્રેમે સ્વીકારી. ચીનુભાઇ૦ ૨

કૃષ્ણુલાલભાઇ કાકા વરના, મોહ બહુ મનમાં ધારી;
પોશાકો લીધા પુરા પ્રેમથી, મુલવાન મોટા જરતારી. ચી૦ ૩
લાયક વેવાણુ લાડકોરણાએ, પ્રેમ સહીત પધારી;
સન્નારીઓ બહુ સાથે લઇને, વિશેષ શોભા વધારી. ચી૦ ૪
વડા હર્ષીત હવા વરરાયજી, અધિક જેમની હોંશિયારી;
વખાણે સૌ વિર પુરૂષો, નૃસિંહરાયની નુરદારી. ચીનુભાઇ૦ ૫
જનેતા જેવાં જેઠીબા કાકી, મોહ ઘણો મન લાવી;
વડેરા વિવાહ કેરી, પ્રીતી પૂરણુ દર્શાવી. ચીનુભાઇ૦ ૬
હર્ષીત હવા હરિપ્રસાદભાઇ, દીનમણીરાય દાના;
ત્રણુ બંધુઓ તેજદાર સારા, સમજુ ને ઘણા શાણા. ચી૦ ૭
આઝાં ખુશી હવાં જયંતાગવરી, વડા આ વિવાહ પ્રસંગે;
મંગળ ગાતાં મોહ ભરે મન, અવાજભેર ઉમંગે. ચીનુ૦ ૮
પરમભાગી પાર્વતી ફોઇ, શીવલક્ષ્મી ફોઈ સારાં;
તાપી ફોઇ ત્રણે બ્હેનો, ધવળ હર્ષ મન ધરનારાં. ચીનુભાઇ૦ ૯
વડેરા આ વિવાહ પ્રસંગે, ખુશ હવાં ચકુ કાકી;
સરદાર બહાદુરે સહપ્રેમથી, પહેરામણી સૌને આપી. ચી૦ ૧૦
પુરૂષોને પોશાક પાઘડીઓ, સ્ત્રીઓને દીધીઓ સાડી;
ખુશ કર્યા સહુ ખાનદાન શેઠે, પુરો આનંદ પમાડી. ચી૦ ૧૧
પહેરામણી જોઇ ચીનુભાઇ શેઠની, સર્વે હવા રાજી રાજી;
સહપ્રેમથી સુંદરીઓ સર્વે, ગીતો ગાયે ગાજી ગાજી. ચી૦ ૧૨

# માધવલાલ ગાર્ડન વિશે*

## ગજલ રેકતાની.

"એક સબ્‌જપરી લે ચલી દીલ છીન હમારા" એ રાહ.

માધવબાગ માધવલાલે, મોદશું કરી,
પુજ્ય પીતાની પ્રતિમા થીર, રાખવા ઠરી. માધવબાગ. ટેક
ધન્ય ધન્ય માધવલાલના, ભક્તિ ભાવને;
અધિક માન અપાય, આ બેશ બનાવને. માધવબાગ. ૧
શ્રવણ જેવી શુદ્ધ મને, સુસેવા બજાવી;
પુજ્ય પિતાજી માતને, સહપ્રેમ દર્શાવી. માધવબાગ. ૨
સાધુ સંત સન્યાસીની, સુસેવા બજાવતા;
ધર્મ પુસ્તકો ધીમંત, હર્ષે અપાવતા. માધવબાગ. ૩
સપુત શેઠ ચીનુભાઈ, સારા સખાવતી;
સરનાઇટ નીવડયા, સરદાર મહામતી. માધવબાગ. ૪
વડીલો જેવી વિશ્વમાં, વર્યાજ વડાઇ;
સરકારથી સુપામીયા, અધિક અધીકાઇ. માધવબાગ. ૫
સખાવતો સારી કરી ન ન્યુન્યતા રાખી;
જાહેર જીહોસી જક્તમાં, ઉદારતા દાખી. માધવબાગ. ૬
કપૂર કેરે ડાબડે, કપૂર આવી વસ્યું;
જેથી જન સમુદાય કેરૂં, દીલડું હસ્યું. માધવબાગ. ૭
સર જ્યોર્જકલાર્ક ગવર્નર, સાહેબ આવીયા;
બાહોશ બાનુ સાથે, સૌને મન ભાવીયા. માધવબાગ. ૮

શોના ફેરી ચલાવીએ, માધવબાગ ઉઘાડી;
સભા સાથે સંચર્યા, સાહેબ અગાડી. માધવબાગ. ૯
રાવબહાદુરની રોફદાર, પ્રતિમા જ્યાં બેસારી;
સભા સાથે સાહેબ ત્યાં, સહુપ્રેમે પધારી. માધવબાગ. ૧૦
પ્રસંશા પ્રેસીડેન્ટની, સુજ્ઞ સાહેબે કરી;
રણછોડલાલની પ્રતિમા, પ્રસિદ્ધમાં ધરી. માધવબાગ. ૧૧
જય જય શબ્દો સહુ, સાથે બોલીયા;
પડદા પ્રતિમા તણા, સાહેબે ખોલીયા. માધવબાગ. ૧૨
આબેહુબ ઑનરેબલ, જેવુંજ પુતળુ;
ન્યુન્ય ન મળે કશી, સર્વાંગે સુતળુ. માધવબાગ. ૧૩
ચક્ષુઓ ચકચકીત, મુખડું રહ્યું હસી;
જેથી જસ્વી ગૃહસ્થોને પ્રભાજ મન વસી. માધવબાગ. ૧૪
જગ્યા સુધારી સરદારે, ફળ ફુલો બહુ વાવી;
કંપાઉંડ હવો કારમો, શુભ રચના રચાવી. માધવબાગ. ૧૫
ખુશ હવી ખલક, જગા જોઇ હરી હરી,
મહા મનોહર મુરતી, જુવે ફરી ફરી. માધવબાગ. ૧૬
ઇંદ્રપુરી આકાશથી, અહીં આવીને વસી;
મનોહર મંડપમાં નહીજ, ન્યુન્યતા કશી. માધવબાગ. ૧૭
ઘણો ગવર્નર સાહેબનો, આભાર માનીઓ;
સરદાર સરનાઈટે, શુભ વદીજ વાણીઓ. માધવબાગ. ૧૮
અરાઢસેં ચોવીસમાં, ઑનરેબલ જનમીયા;
સન અરાઢ અઠાણુંએ, આરામ પામીયા. માધવબા. ૧૯
ચઉદ વર્ષ પ્રેસીડેન્ટની, સુપદવી ભોગવી;
કરી કૃપાળુ કામો, થીર કીરતી થોભવી. માધવબાગ. ૨૦

પ્રજા સુખ માટે સારા, વિચારો જણાવીઆ;
વિક્રમ જેવા વીર, વસુધા વિશેજ આવીઆ. માધવબાગ. ૨૧
ક્રોડ વસા કૌન્સીલમાં, મોટું માન મેળવ્યું;
અડગ ફરમાન એમનું, ફરે ન ફેરવ્યું. માધવબાગ. ૨૨
દીર્ઘાયુષ હોજો, કાન્તીદાર કુમારનું;
પુરૂં કીધું કામ, આ પરોપકારનું. માધવબાગ. ૨૩
સપુત સુત બાપથી, કરેજ રાવા';
જય ગણાય જક્તમાં, અધિક અધિકાઇ. માધવબાગ. ૨૪
વડીલથી વડા વડા, ઇલ્કાબો વર્યા;
જેથી કરી જેમના, બે બોલો ઉચર્યા. માધવબાગ. ૨૫
સરદાર બહાદુરે, સારાં સારાં કામો કર્યાં;
અડગ આલમ વિશે, વડાંજ વિસ્તર્યા. માધવબાગ. ૨૬
મુંબાઇમાં મશહુર બાહોશ બારોનેટનું;
પ્રસિદ્ધ હવું પુતળુ, અહી પ્રેસીડેન્ટનું. માધવબાગ. ૨૭
સરનાઇટ સરદાર જુગ જુગ જીવો;
સર્વોપરી સખાવતી છે, દાન વીર દીવો. માધવબાગ. ૨૮
જીહોસી ઉદારતા, અત્યુતમ કરી;
યથેચ્છ વાણી સદ્ગૃહસ્થે, એથી ઉચરી. માવધબાગ. ૨૯
શીવલાલ કહે, સરનાઇટ સખાવતી;
અચળ રહો હે પ્રભૂ, સરદાર સુમતી. માધવબાગ. ૩૦

## ગરબી.

"બહુ આલીગારો કહાન, માળા તોડીરે;" એ રાગ.

સી. આઇ. ઇ. ઉપજ્યા સુર, કૌસિલના કારી;
રચુછોડલાલ, રાવબહાદુર, સુમાની સરકારી. ટેક.

રાજને વળી રૈયત કેરાં, કીધાં કુરબાન કામરે;
ઓનરેબલનું આલમમાં, નિરંતર રહ્યું નામ. કૌંસિલ૦ ૧
ઉદય ભાગી ઉદય શંકરના, ઉપજ્યા છોટાલાલરે;
તનુજ તેમના તેજસ્વી કહાવ્યા, બાપાજી બુદ્ધિ વિશાલ. કૌં૦ ૨
કુળ દીપક કેસરી તેમના, માતબર માધવલાલરે;
અણુાયા તે ઘણે દરજ્જે, મર્તબાદાર મરાલ. કૌંસિલ૦ ૩
વડિલોને વડોદરા સરકારે, બક્ષ્યુતુ મુનસી પદરે;
સમશેર બહાદુર શિયાજીરાવે, જાણી વિદ્યાવિશારદ. કૌં૦ ૪
આત્મજ તેમના યશ્વિ નીવડ્યા, ચતુર મણી ચિનુભાઈરે;
સરદાર બ્હાદુર સર નાઈટે, વડી વરીજ વડાઈ. કૌંસિલ૦ ૫
રાવબહાદુર રણછોડલાલે, કીધી કીરતિ શ્વેતરે;
પરોપકારી કામોથી પુરને, ઉપજે અતિશે હેત. કૌં૦ ૬
સ્વરગમાંથી સરીતા લાવ્યા, ભૂમી પરે ભગીરથરે;
સાગરની સેર ધરોધર લાવ્યા, કામ કીધુ સમરથ. કૌંસિલ૦ ૭
ઉંડી અકકલવાળા યશ્વિ, ગહન ગતી ગંભીરરે;
સલાહ પુછતા સાહેબો સદ્‌ગ્રહસ્થ, રૂડા રાજા વજીર. કૌં૦ ૮
ઑનરેબલ આલમમાંહે, હવા અંશધારી અવતારરે;
નામાંકીત નર તેમના નીવડ્યા, સર નાઈટ સરદાર. કૌંસિલ૦ ૯
રાવબહાદુર રણછોડલાલના અધિક ગુણો અપારરે;
વર્ણન કરતા વિબુદ્ધ વીરો, વડો હોય વિસ્તાર. કૌંસિલ૦ ૧૦
સાગરમાંથી વિહંગ વારીની, ભરે ભાવે ચંચરે;
શીવલાલ કહે સી આ ઈની, શ્રવીજ બીના રંચ. કૌં૦ ૧૧

